ॐ શ્રી [illegible] પરમાત્મને નમઃ

સ્વર્ગસ્થ શ્રીમંત કેપ્ટન હીઝ હાઇનેસ મહા
રાણા સર રણજીતસિંહજી સાહેબ બહા
દુર કે. સી. આઇ. ઇ. વાલીયે
રીયાસત બરવાનીના આશ્રીત

# શ્રી ભારત નાટક કંપની

નાટક [illegible] N. 66.

# મિત્ર-દ્રોહ.

નાટકના ગાયનો તથા ટુંક સાર

કીંમત ૩ આના.

ૐ તત્સત્ પરમાત્મને નમઃ

સ્વર્ગસ્થ શ્રીમંત કેપ્ટન હીઝ હાઇનેસ મહારાજા સર
રણજીતસિંહજી સાહેબ બહાદુર કે. સી. આઇ. ઇ.
વાલીએ રીયાસત બરવાનીના આશ્રીત

# શ્રી ભારત નાટક કંપની.

# મિત્ર-દ્રોહ.

નાટકનો સંક્ષીપ્ત સાર અને ગાયનો

શ્રી ભારત નાટક કંપની માટે છપાવી પ્રસીદ્ધ કરનાર

—: શ્રી ભારત નાટક કંપની. :—

ઠે. સુર્યપ્રકાશ થીયેટર—સુરત.

—(૦)—

આવૃત્તિ પહેલી.) સને ૧૯૩૧. (પ્રત ૫૦૦

કીંમત ૩ આના.

# એક નાટક નામે મિત્ર-દ્રોહ

## પુરૂષ પાત્ર.

સુમતિચંદ્ર—એક ધનાઢ્યનો ઉછ્રૃંખલ પુત્ર.

પરીહાસ—તેનો પ્રાઇવેટ સેક્રેટરી.

મોહનચંન્દ્ર—ડીટેકટીવ પોલીસ ઓફીસર.

રજનીકાંન્ત—એક જાગીરદાર.

ધનદાસ—સુધારાનો અનુયાયી.

અક્કમ—ઈંગ્લીશ ભણુવામાં હાફમેડ થયેલ ભોળો જેન્ટલમેન સારંગીનો પતિ.

કીકલો—ધનદાસનો રમુજી નોકર,

## સ્ત્રી પાત્ર.

શશીકળા—મોહનચંન્દ્રની નીતિવાન પુત્રી સુમતિચંન્દ્રની પ્રિય પતની.

વિલાસવતિ—રજનીકાંન્તની વ્યભિચારી પત્નિ.

વીણા-સારંગી—ધનદાસની ફેશનેબલ અનેક ઉછ્રૃંખલ પુત્રીઓ.

કીકલી—વીણા સારંગીની રમુજી દાસી કીકલાની સ્ત્રી.

તે શીવાય દાસીઓ સેસેરીર બંગડીવાળો ઉમેદવારો પોલીસો વાગેરે.

સ્થળ—રત્નપુર તથા સુર્યપુર.

# → ટુંક સાર ←

## અંક ૧ લો.

### મંગળાચરણ વસ્તુ સુચન.

પ્ર. ૧લો–સુમતિચંન્દ્ર નામના ધનાઢ્ય ઉછંખલ છોકરાના હાથમાં લાખોની મીલ્કત આવવાથી બદફેલની શરૂવાત.

પ્ર ૨જો–વીણા સારંગીએ પોતાના બાપ પાસે લગ્ન માટે પેપરમાં જાહેરાત છપાવવી.

પ્ર. ૩જો–સુમતિચંન્દ્ર તથા શશીકળાનું પ્રેમમીલન.

પ્ર. ૪થો–વીણા સારંગીને ઉમેદવારોને પરીક્ષા માટે જવાબ. ફીકલાએ બંન્નેને બનાવવા.

પ્ર. ૫મો–જુગારખાનામાં સુમતિચંન્દ્રે જુગારમાં બધી મીલ્કતનું હારી જવું ઝનુનમાં આવી એક જુગારીનું ખુન કરવું પોલીસનું આવી પહોંચવું સુમતિચંન્દ્રનું નાશી જવું પરીહાસ કેદ.

### ૨જો.

પ્ર. ૬ઠો–સુમતિચંન્દ્રનો અફસોસ. પોલીસ ઓફીસરે વોરંટ બજાવવું સુમતિચંન્દ્રનો આત્મહત્યાનો નિશ્ચય.

પ્ર ૭મો–ફીકલા ફીકલીનો નિર્દોષ પ્રેમવિનોદ.

પ્ર. ૮મો–શશીકળા પાસે સુમતિચંદ્રે આવી સર્વ બીના જાહેર કરવી. શશીકળાએ પોલીસના કબજામાંથી સુમતિચંન્દ્રને બચાવી લઇ નસાડી દેવો. પ્રેમવિજય.

પ્ર. ૯મો–વીણા તથા કીકલીનો બદલ બદલ ડરેસ ચેન્જ. કીકલાનું વીણાને કીકલી સમજી પ્રેમ કરવા જવું. અચાનક કીકલીનું આગમન. કીકલાનું આશ્ચર્ય થવું.

પ્ર. ૧૦મો–સુમતિચંન્દ્રનું જાપાન પ્રયાણ કરવા સ્ટીમરમાં બેસવું. અચાનક પોલીસ આગમન. ગભરાઇ સુમતિચન્દ્રે દરીયામાં પડવું. જાગીરદાર રજનીકાન્તાના હાથે તેનો બચાવ. (ટેબ્લો)

## ડ્રોપ.

---

## અંક ૨ જો.

પ્ર. ૧લો–દેવેન્દ્રે આવી ઓફીસરને સુમતિચંદ્રના ખબર આપવી ઓફીસરે રજનીકાન્તને મળવા જવુ.

પ્ર. ૨જો–વિલાસવતિ તથા સખીઓનો હાસ્યવિનોદ રજનીકાન્ત તથા સુમતિચંન્દ્રનું આવવું. વિલાસ વતિએ મોહીત થવું. ઓફીસરે આવી રજની કાંન્તને કેદી સોંપવા કહેવું રજનીકાંન્તની મિત્રતાના લાભમાં તેને છોડી દઇ જવું.

પ્ર. ૩જો–ધનદાસનો છોકરીઓ માટે અફસોસ. પરીહાસે બંન્નેના લગ્ન કરી આપવાનું પ્રોમીશ આપવું.

પ્ર. ૪થો–વિલાસ વતીએ સુમતિચંન્દ્રને બોલાવી પોતાનો પ્રેમ પ્રદર્શીત કરવો. સુમતિચંન્દ્રે લાચાર થઇ મિત્રદ્રોહી થઇ વ્યભીચારના માર્ગે દોરાવવું.

પ્ર. ૫મો–વીણા સારંગીના ચક્રમ તથા પરીહાસ સાથે લગ્ન.

પ્ર. ૬ઠ્ઠો–શશીકળાએ સુમતિચંન્દ્રને મલવા આવવું સુમતિચંન્દ્રે તીરસ્કાર અચાનક વિલાસવતિનો કાગળ સુમતિપર આવવો. શશીકળાએ એ પત્ર લઇ રજનીકાંન્ત પાસે જવું વિલાસવતિએ આવી સુમતિચંન્દ્રને ધીરજ આપવી.

પ્ર. ૭મો–રજનીકાંન્ત પાસે કાગળ લઇ શશીકળાનું આગમન ભેદનું ખોલવું રજનીકાન્તે સંપુર્ણ તપાસ કરવી.

પ્ર. ૮મો–વીણાનો ઇગ્લીશ સુધારામાંથી પરીહાસે જુના ધારા પર લાવી પતિધર્મ સમજાવવો.

પ્ર. ૯મો–રજનીકાન્તે ઓારીસર કને ભેદ ખોલવો વિલાસ વતીએ સુમતિચંન્દ્રને રજનીકાન્તને તેર દીવસમાં પુરા કરવા કહેવું.

પ્ર. ૧૦મો–રજનીકાંન્તની મહોછનો સંપુર્ણ દાખલો સર્વ ભેદનું ખુલવું. ઓારીસરનું આવવું બંન્નેના પુનરલગ્ન કરવા માટે પ્રોગીશ લેવું બાદ રજનીકાંન્તે આત્મહત્યા કરવી. (ટબ્લો.)

ડ્રોપ

## અંક ત્રીજો.

પ્ર. ૧લો–સુમતીચંન્દ્રે વીલાસવતિનું ખુન કરવા વિચાર કરવો શશીકળાએ આવી અટકાવવો સુમતિચંન્દ્રે નહીં માનવું. શશીકળા એ પોતાના બાપની મદદ લેવા જવું.

પ્ર. ૨જો–ચક્રમે પરીહાસ પાસે પોતાના સંસાર માટે બળાપો કરવો, સારંગીનું આવવું ચક્રમને દબાવવો બીચારા ચક્રમનો ભવાડો.

પ્ર. ૩જો–સુમતિચંન્દ્રે વિલાસવતીનું ખુન કરવા આવવું. પોલીસ ઓફીસરને હાથે સુમતિ કેદ.

પ્ર. ૪થો–વીણાના ઉપદેશથી સારંગીનું સીધી લાઇન પર આવવું, ફીકલા ફીકલીના લગ્ન. હાસ્યરસની પુર્ણાહુતી.

પ્ર. ૫મો–સુમતિને ગોળી બહારનો હુકમ શશીકળાએ ધારન્ન આપી દોલ સાફ કરવા કહેવું. સુમતિનો ગોળી બહારથી નાશ કરવું. શશીકળાએ આત્મહત્યા કરી પતિપ્રેમ સંસારને બતાવી આપવો. અંતે ધર્મોજય. (ટેબ્લો.)

**શાન્તી ! શાન્તી !! શાન્તી !!!**



॥ श्रीगणेशाय नमः ॥

# ખેલ નામે મિત્રદ્રોહ.



## નાટકનો સંક્ષીપ્ત સાર.

## અંક પહેલો.

———(:०:)———

બાળાઓ (१)

સ્નેહે વિનવીયે શાંન્તીદાતા દેવી શારદા
ટાળો કુબુધ્ધી આપો શાન્તતા સદા
મયુરવાહીની માતા હે મહામાયા
શરણુ પાળ હે દયાળ અચળ કૃપા ધારજો
છેદી અશાંન્તિ અર્પી શાન્તિ શાન્તતા પ્રસારજો–સ્નેહે

બાળાઓ (૨)

અહીનીતીનો પંથ કરી ન્યારો કુચ્છંદ
કરો સફળ જીવન રસીક સજન એ
સુનીતી આપો સદાયે કુનીતી કાપો કૃપાએ
નીજ હીત કરીયે–અહી
ધન્ય ધન્ય રામરાજ અનુકુળ સર્વ આજ
સ્નેહે વિદ્યા ને પુર્ણ પ્રસારીયે વિશેષ પામી કુધારો વામો

નીતીના મુળ ભરતખંડમાંહી જામો
સાચો સુધારો સુધાથી ઉતમ છે વાત એ સાચી
શીખ શુભ ધરીએ

**સુમતિ** (૩)

છે આજકાલ દુનીયામાં પઇસાવાલાની બહાર
રૂપીયો નહી જે પાસે તે ગણાય છેજ ગમાર
જરનું સગપણ સંસાર સૌ જરના તાબેદાર
ખુશામદ કરતાં સલામો ભરતાં હરરોજ આવે હજાર
ગાયે જરના સર્વે ગાન છેવીત મહા વિદ્વાન
ખુશામદ કરતા સલામ ભરતાં હરરોજ આવે હજાર

**વારાંગના** (૪)

મોટર લાદેરે દેવરીયાં મારો જોબન બીતો જાય
જોબન બીતો જાય દીવાને જોબન બીતો જાય
રંગ સુનેરી મોટર લાદે બલીકસનકી સી નાય
કારનેટી પઇયા લગાદે ચરચર વોહ ચીલ્લાય

**વીણા-સારંગી-ધનદાસ** (૫)

ફેશનેબલ અહા ઓનરેબલ અહા બેસ્ટ પોઝીસન
જોવી (૪) જોબનની
અહાહાહાહાહા
ખીલી કળી ખુમી ભરી રંગ વાહ વાહ.... ફેશન.

વીણા-સારંગી (૬)

અમે આંખને ઈશારે બધી દુનીયા ડોલાવી
નવા નાજુક નખરાથી બધી દુનીયા નચાવી
મોહક મુખની વાણીએ મારી જો તીરને તાણી
પુરૂષો સો આણી પાણી મારી ગાડી જો આવે
મોટર બોલે—અમે આંખને

ફાઇન ફુલ ડ્રેસમાહી, ઈવનીંગ વોક માંહી
ચટકમટક ચાલ ચાલ ઈંગ્લીશ ટોકમાં
કીકીઆ કાળી જો કામણગારી કે બાણ મારી
વીંધી પુરૂષ પાડી..........અમે.

શશીકળા. (૭)

રમણીની રીતી પ્રિત ધરીને ચીત્ત સમજતું બહેની
કોમળ સ્વરના કુમકુમ અક્ષત અર્પણ સ્નેહે કરીયે
નાથ સ્વર્ગના સાથ સમજીયે ચર્ણોમાં મસ્તક ધરીયે- રે૦
મર્યાદાની માળ ધરીને પ્રિતમ પૂજા કરીયે,
સદવર્તનના શબ્દે બહેની આરતીને ઉચ્ચરીયે-રે રમણી
શીયળ સ્તોત્રના નાદ થકી સ્વામી ઇશ આરાધો
ભવજળ અનગળ પાર ઉતરવા સ્વામીની સેવા સાંધો-રે૦

શશીકળા સુમતી (૮)

વાહ વાહરે દીલબરનું દીલ હરનારા
નટખટ પુરા આપ છો

વાહ વાહરે શા મધુર વચન છે ત્હારાં
નટખટ પુરા આપ છો વાહ શીવાણી
વાહ વાહ વાણી......નટખટ.
[illegible] કપટી હું તમને
રોકો શાણી કટાક્ષોના વચનનને
જાઓ જાઓ ધુતારા વાહ વાહ શા વચનો ત્હારાં
ક્ષમા નહીં થાય
શાણી શાને તું રીસાય
ક્રેડો મૂકોને સ્નેહે ઝુકોને—વાહ વાહ

**ફીકલો** (૯)

છેલ છટાકડી ને ફુલ ફટાકડી ગોરી (૪)
કાળજામાં કાળી રાખે કાતી દોઢ હાથની ઊપર ધોરી ધોરી
ચંદ્રમાના તેજ જેવી ધોરી ધોરી ધોરી
ચાલે છે રૂમઝુમ બુટ બોલે ચમચમ-છેલ છટા
સારી સારી પહેરે છે સાડીયુ
છતી આંખે બે શર્નીની બારીયુ
પારકા મનખની બગલમાં હાથ ઘાલી
વાતે દે છે તાલી અધેડી નારીયું

**ફીકલો** (૧૦)

જરા કાળી છું પણ કામણગારી નાર ફીકો મારો ગાંડો
મેં તો ભુરકી ભભરાવી ભારોભાર ફીકો મારો ગાંડો

મુવો કહે છે કે મારૂં ઘર માંડો મને પજવે પાડોશની રાંડો
મારી ઠેકડી કરે છે ઠારોઠાર કીકો મારો ગાંડો
બળ્યો વાંઢી વાંઢાનો અવતાર કીકો મારો ગાંડો—જરા

**કીકલી કીકલો (૧૧)**

છું નાનકડી નખજેવડી પણ ભલાભલાને ભુવાવું
થનગન થનગન નાચ નચાવું (૨)....છું નાનકડી.
તુ પકકી તાલીમ પામેલી આયે કેળવણી આપેલી
તું સુધરેલી તું પહોંચેલી નીશાન સજ્જડ આંટી દઉ
હું તડાક બીલ્લુ- ઉડાવું-છું નાન
કઇક પહોંચેલાને પળપળમાં પાણી તું પાનારી
આ ત્રણ ભુવનમાં નથી જોડ તહારી તારી
કોઇને સમજાવું કંઇનુ કંઇ
લઉં હાથ મારી રૂપીયા હું
ખનનન ખનનન ખખડાવું-છું નાન

**શશીકળા ૧૨.**

લગન લાલ તેં લગાડી મદન જયોત તેં જગાડી
વીરહ વાંસળી વગાડી કાન કારમી
નેહ બાણ સાંધીને દીલડું ડોલાવ્યું
ચંચળ આ ચીત પ્રેમ ઝુલે ઝુલાવ્યું-લગન
જીગર ચાક કીધું મદન બાણ મારી
વહાલા વરણાગી વીલાસી વીહારી-લગન

ઠીકલો (૧૩)

બોલ બોલ મારી મેના પોપટડી બોલ તને શું થયું
,, ,, ,, કાળી કોયલડી ,, ,, ,,
શું શીદને શરમાય મારી બાપુડી
તારી રાણું હું બધાને આખડી
મારી માતાને માનતા ચડાવું
એક દીવોને નાળીયેર ચુંદડી—બોલ બોલ
તારા દાડી દાડી લઉ હું દુખડાં
ખાજાં ખુરમાં ખવરાવું ખાસાં સુખડાં
તારા ઉપરથી ઓળઘોળ જાઉ મરી જાઉ બનાવ
મીઠાં મુખડાં—બોલ બોલ
બોલ તને શું થયું વ્હાલી તને શું થયું બાપુડી
તને શું થયું

રાશીકળા ૧૪

વીપરીત વીશ્વનો વહેવાર
અકળ રચના જગતની છે ના પમાતો પાર
દેખ દીપ પતંગ બળતાં મોહમાં મરનાર
રાગ સુણવાં હરણ સહેતાં પારધી તલવાર
ભેદથી ભરપુર દુનીયા રચી તે રચનાર
સત્યવાદી સીતમ સહેતાં પાપીના પોબાર—વીપરી

શશીકળા ૧૫

પ્રેમથી પ્રેમેથી પ્રિતમને પ્રણામ
પ્રેમથી પ્રણામ મ્હારા અંતર આરામ
ત્હારો ભરથાર કરે સ્હાય કીરતાર
હીગુ ભાગી રાધાના કોડીલા ઘનશ્યામ–પ્રેમથી

ડ્રોપ.

---

# અંક બીજો.

સખીયો (૧૬)

વીજળી જબુકે હાં વાદળી આકાશે ચઢી
ગાજે સખી ગગન ઘોર મોર કરે ટહુકા મીઠાં
વીયોગી રસીક નાર વાટ જોતી ઝરૂખે ચઢી
આષાડી વાદળીને પુછે પંથી મ્હારા કંથ દીઠાં
બોલે પીયુ પીયુ જોર કરી ઘનઘોરમાં શોર કરેરે પપૈયા
મેઘનું નીરને શીતલ સમીર કરે મયુરી નૃત તાતા થઈયાં
પુછી વાદળને વીરહાનળથી બળતી વળતી
જુવે બાવરી બાળા
જોઈ સખી પરીરંભણ પામતી જામતી અંતર
જોબન જવાળા
વાટ જોતી થાકીને પીયુ ના આવીઆ
રાત જાગી પોઢે પરભાતરે ત્યાં આવે નાવળીયો નીંદમાં

એ સ્વપ્નમાં કેલી રહી રસવેલી ત્યાં ઘેલી થઈ
ઘન શ્યામ રીસાયા
એક નિમેષ વિષે હવી કે રાજ કુંજનીકુંજ મહી
લીપટાય
જોતી રહી લળી ગોતી રહી કંઇ કૃષ્ણ મનોહર
આ હીર જાયા
અંતરયામી એ સાદ સુણી 'સલુણી સ્વરૂપે
પ્રગટયા જગરાયા
આંખે આંખડી મળીરે ભ્રમર પાંખડી મળી
પ્રભુ આવ્યા કે પ્રભાત કહી ભેટી ભગીભાત—આંખે

વિલાસ સખીયો (૧૭)

વાહ કામણગારી વાહ ગુમાની ન્યારી નાથને નાચ નચાવો
નાથને નાચ નચાવો નવલનીત નાથને નાચ નચાવો
વાહ જોબન ખુબી ન્યારી વાહ સુખધારા અમૃતની
છલકાઇ જાયે પ્યારી છે મનહરણી મૃગ નયની
મીથ્યા હાંસી તું તજની શણગાર શસ્ત્રોને સજની
કરતાં લવારી શરમાં હાંસી તું તજ નાદાન
તજદે ઠઠા તોફાન
વાહરે વાહ બા ભકતાણી વાહરે વાહ સીતા સ્યાણી
ફળશે આશાઓ તહારી બા બોલો....કામણ.

**રજનીકાંન્ત** ૧૮

પૃથ્વી વીષે પરમાર્થને ધરનાર પુરૂષો પાકશે
અતિથો અને સનમિત્રનો શુંભ ધર્મ મનમાં રાખશે
નીજ ધર્મમાં વરતી વીવેકે સત્યવાણી ભાખશે
ત્યારે જશે દુઃખ ભ્રાન્તીને સુખ શાંન્તિના ફળ ચાખશે
નીતી ન્યાય ઉરધારો સંસારી નરનારી
સુનીતી ધારી કું નીતી ટાળી પામી શાંન્તિ સુખકારી
આત્મ બળ અધીક ઉપકાર અંતર વીષે
સુદ્દઢ અનુરાગ નીજ ઇષ્ટ પતિવૃત પાળજો
પાર્થ પુરૂષાર્થ ધરી ભાર્તજન આતે હરી
આશીષ ઉરમાં ઉતારો.... .... ....નીતી

**પરીહાસ** ૧૯

એક સેયલેન્ટલે પકડું જકડું એમીજયટલી
પરણીને પ્યારી મહાત કરૂં
એજોય હેપી જોય હાયર જોય ડીયર જોય અહાહાહા
નમણી રમણી છે સુધરેલી સુધારૂં ઉતારૂં પરતંત્રતાના
શોખમાં
કળથી બળથી છળથી વળથી અહાહાહા ગુડબોય

**વીલાસવાત** ૨૦

પરદેશી મહેમાને હાર્યું મમ અંતર
મેહતુ ચાતક હું થઇ ગઇ

મોહનમંત્ર વાજીંત્ર સમા સ્વર ઉપર
હું તો દીવાની થઈ
વીલાસી વીદેશી પ્રવાસી નીહાળતા
કામ સરે હું વીંધાઈ ગઇ
ચંન્દ્ર વદનના દર્શનથી આ કુમુદીની પુર્ણ ખીલી રહી
બેદરદી અજાણુને મનહર છે મોહ પામી ગઇ હું દરદી
પાણીનો જંતુ તે ક્યાંથી પીછાણુશે
ગ્રીષ્મરૂતુ તપતી ગરદી

વીલાસ-સુમતી (૨૧)

પ્રિય પ્રિતમ અંતર રહેજો શ્યામ સુંદર વર શામળીયા
અલબેલીને ઉર ધરજો રાજ પ્રિતમ વર પાતળીયા
રસભર વેલી છે અલબેલી આનંદ કેલી કીધી આજ
અંતર વસીયા છો રંગ રસીયા વસીયા મારા મનમા રાજ

વિલાસવતી (૨૨)

પ્રેમની કીંમત (૨) કોઈ વીરલા જગમાં જાણે
રસભર રહદયો (૨) તેને પ્રેમીઓજ પીછાણે
પ્રેમને કાજે જોગી થાતાં જોગી ભોગીયો બની જાતાં
પ્રેમ માર્ગમાં ખતા ખાતાં છતાં .પ્રેમ મન આણે–પ્રે૦
કોઇ પ્રેમ માટે મરી જાતાં કોઇ પ્રેમ પાગી વખણાતાં
રાય રંક તેના ગુણ ગાતાં પ્રેમ સ્વર્ગ પરમાણે–પ્રેમની

સારંગી-શ્રક્રમ (૨૩)

એ નાથ હાથમાં રમાડું તો સાચુ સારંગી નામ મારૂં
ભાજીગર બંદરને દોરે નચાવી નચાવું
એ ફેશનની ખુબીયો દેખાડું
આવ્યા છો હાથ હવે મ્હારા સાહેબજી
જાશો ક્યાં હવે નાશી નાશી
જેન્ટલમેન આતો ગળે છે ફાંસી
વેલકમ સાહેબજી કેમ છો સાહેબજી
નોનસન્સ બાઇ ચુ........એ નાથ

શશીકળા (૨૪)

પિયુ તમ પાસે હું આવી અબળા નહીં સંતાપો
તમ મોહબત ખેચી લાવી દાસી કરીને સ્થાપો
પડી પાસમાં હું તમ જયારે હે અજ્ઞાની
શું કોલ આપ્યો છે વ્હાલા તે યાદ લક્ષને આપો

વીલાસવતી સુમતી (૨૫)

રમાડું રંગમાં રસીયા (૨) સુમતિ સ્નેહી ઉર વસીયા
શાણી સલુણી સ્નેહબંધને તેં મને સપડાવીયો
પ્રેમ મદીરા પાઇ દીવાનો મને તેં બનાવીયો
ચાલો ચતુર ફરવાને જઇયે
મોજ હવે મન ગમતી લઇયે
નાથને મારીને સુખીયાંરે થઇયે

પરીહાસ (૨૬)

ડીયર ડોલી મોહની મારી મનોહારી
પ્રિતમ મારી બુડતા બાંહ્ય ઝાલી તહારી
સુધારી લીધુ મન આ વારૂં હું તનને મનહા–મોહની
રહુદય સુધારી ધારે શીયળ સુનીતી
સ્વામી શું સ્નેહ ધારે સતિની રીતી
પ્રિતમ જીવન ધન આ.......મોહીની

રજની (૨૭)

કરૂં મુજ વેરની વસુલાત (૨)
જટપટ વીશ્વમાં વીખ્યાત
પ્રગટ કરૂં ગુપ્ત સઘળી વાત ત્યારે મુજને થશે નીરાંત
ઉરમા ભડકતી આગ હા (૨) આંખોમાં છે રકતનો ભાગ
શીક્ષા આપી કરૂં ઝટ શાંન્ત તો હું ખરો રજની કાન્ત
નહીતો ધીક મુજ પિતુ માત.......કરૂં.

રજની ૨૮

નારી પ્યારી નવગણો નારી નર્કની ખાણ
નારીના વિશ્વાસથી નિશ્ચય ખોશો પ્રાણ
નારી નાગણી કુળ કલાણી નહી આપણી થશે સાપણી
નરને નચાવે નારી નરનની કટારી મારી
આજે મારી કાલે તમારી રમે જારે નારી કુલટા
કોઇની નહી થનારી ભુખી વાઘણી—નારી.

ડ્રોપ.

# અંક ત્રીજો.

શશીકળા— ૨૯

જગતમાં ભકત થયાં નીરાધાર
પાપી પુજાય વારંવાર
સુકૃત્ય કૃત્યના કોઇ જાણે બુરા કૃત્યોથી મનમાને
પાપને પ્રેમથી પાળે ધર્મને ખંતથી ટાળે
અધર્મનું અંત મોંકાળું સત્યનુ સદાય થાય સારૂં

શશીકળા-સુમતી— ૩૦

થયો બદનામ જગમાં તમામ દીલ ધરી હામ
વીલાસ વતીનું જઇને કાઢું કામ
પાપી વીચાર મનડર પ્રભુ તણો ધાર
હાથે કરી તું શાને થાય છે ખુવાર આમ
ક્ષણીક સુખોને માટે શાને,,કાળા આવા કામ કરે
સુખ ભોગવવાં મોટા મોટા ગોટાળા કરતાંજ ફરે

ચકુમ (૩૧)

જીતી છે કોણે નારી દુનીયામાં ડીયર કહોને....જીતી
એ ડગલે ડગલે નારી એ પગલે પગલે ન્યારી–દુનીયા
જમી ઉઠે એ બાનુ સાહેબ હું ઉપાડું થાળી
બાઇ બીરાજે ઇઝીચેર કરૂં પંખો હાથે ઝાલી
જોરે નાંખુ વા બહુ લાગે ધીમે પવન ના આવે
ઉનુ ટાઢુ ગમે નહી ને ઘડીઘડી ધમકાવે રંડા–દુનીયા

કીકલો-કીકલી-વીણા-સારંગી—(૩૧)

સતિયો ખરી સાચી સતિયો ખરી
પતિને પુજે તે સાચી સતિયો ખરી
રૂપે રતિ રંભા રંગે ઉપરથી ઉજળી
અંતરમાં કાળી એતો સાચી સંખણી...સતિ.
કાળી કદરૂપી પણ તે સદગુણની સુન્દરી
અંતરમાં ઉજળી એતો જગદીશ્વરી....પતિ
ધનધન સતિયો આધારે સંસાર ચાલે
સતિયોના નામે દુનીયા જાય છે તરી....સતિયો.

સુમતિચંદ્ર (૩૩)

પાપના પંથે પડે તે આખરે પસ્તાયે છે
કાયદો કુદરત તણો મીથ્યા કદી ના થાયે છે
રોપયાં સ્વહસ્તે પાપીયા તેં બીજ બાવળના હવે
આમ્ર ફળનો સ્વાદ લેવાં મુર્ખ મન લલચાયે છે
થાય પશ્ચાતાપથી આખર હવે શો ફાયદો
આંખ અંદરની ખુલી ત્યાં બહારની ઢંકાય છે
વીશ્વાસ કેરા ઘાતથી દીધો દગો મેં કંઇકને
મીત્રદ્રોહી આખરે રો રો નર્કમાં જાયે છે.

# સમાપ્ત.

